ગુજરાત આનામાળા સીરીઝ ૫ મી.

बुढ्ढा परणे बोकडी अभण्यो बेसे राज;
बोज उपाडे बळदियो ए त्रण परने काज.

( ગુજરાતી કહેવત. )

# ટપ્પાની મુસાફરી

પ્રયોજક અને પ્રકાશક,
ઠાર અંબાલાલ છગનલાલ
શીકા, ( સ્ટેટ ઇડર-મહીકાંઠા )

સંસારદર્શક, વિનોદિની, કમલીની, રાણી દુર્ગાવતી, સવિતા સુશીલા, વિગેરેના કર્તા અને કેટલાક માસીકોના લેખક.

વિક્રમાબ્દ ૧૯૭૫. પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.



કીંમત { ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

૭૯૯૬

# વિનંતિ પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્તનમાં કંઈક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ વાંચકો, હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, મારા જેવા બ્હેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ જ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ, એ દરેક બંધુઓનુ અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મૂળ લેખકોનો આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બ્હેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ-જીજ્ઞાસા દૃષ્ટિગત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

| | |
|---|---|
| વસંત પંચમી. | આપનો સ્નેહાધીન, |
| | ગોર અંબાલાલ છગનલાલ. |
| વડાગામ ( મહિકાંઠા ) | શીકા ( સ્ટેટ ઇડર—મહિકાંઠા. ) |

# ટપ્પાની મુસાફરીનો હેવાલ.

---

**ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति**

**( શ્રીમદ્ ભગવદ્‌ગીતા. )**

હે અર્જુન, ઇશ્વર, સર્વે ભૂતો એટલે, સ્થાવર, જંગમ, જડ, ચૈતન્ય, અને આપણા હૃદયમાં, આકાશ, પાતાળ, પૃથ્વિ અને સર્વે પરમાણુઓમાં રહેલો છે.

---

અમારે મુંબાઇ જવાનું હતું જ્યારે અમો ધનસુરા આવીએ, ત્યાંજ અમારૂં પહેલું સ્ટેશન "ધનસુરા" ગણાય. અમો જમી પરવારી લગભગ બપોરના બાર વાગે ધનસુરા આવ્યા. ધનસુરાથી તલોદ (૧૯) માઇલ છેટું છે. અને તે મુસાફરી, ટપ્પા. બળદગાડીઓ, અને ગાડાના સાધનદ્વારા એ છે. માણસ એકલો, સુદ્રઢ બાંધાનો, અને નિરોગી હોય તો તે ચાલીને પણ જાય. છતાં તેમ નહોતું. કારણ અમારી પાસે વજન વધારે, વિશેષમાં તાપ સખ્ત ( ગ્રિષ્મ રૂતુ ) ઉનાળાનો દિવસ એટલે બની શકેજ કેમ ?

અમારી આજની મુસાફરી ટપ્પાની છે, અને તે ફકત (૧૯) માઇલ દૂર જવાનું છે. આટલા ન્હાના પંથમાં શીલીંગ ત્રણ ( રૂા. ૨-૪-૦ ) ખર્ચવાની અમારી શકિત નહોતી. જો કે દર માઇલે સવા આના મુજબ ભાડું હોય તોપણ રૂ. ૧-૯-૦ વ્યાજબી ગણાય.

અને વળી ઉનાળાની મોસમમાં તો પાસેન્જરોની આવક ઉપર માણુસ દીઠ, અમેરીકન ડૉલર, બે ડૉલર, ત્રણ ડૉલર, એમ ભાડું વ્હડી જાય છે. અને સ્પેશિયલ ટપ્પાના તો મોં માગ્યા દામ લેવામાં આવે છે. છતાં, અમો તલોદ કેવી રીતે પહોંચ્યા ? તેનો રમૂજી હેવાલ આગળ જણાવું છું.

ટપ્પાના ગાલેકા કરતાં ટપ્પાના હાંકનાર ધર્મચુસ્ત, ઝનુની, તેમજ મોં માગ્યાં દામ લેવાવાળા હોય છે એમ છે. તોપણ અમોએ ટપ્પાનું ભાડું પૂછ્યું તો. મોડાસાથી જે તલોદનું ભાડુ છે. તેજ ધનસુરાથી પડશે. "કેમ, બેસવું છે ? બેસવું હોય તો બેસો." અંદર પાંચ માણસો બેઠા હતા. છતાં એ ભાઇ, ત્હમો આઘા ખસો. કહી ટપ્પાવાળાએ અમારી પાસે પૈસા માગ્યા.

અમારી સાથે એક બાઇ, ભલી, દયાળુ અને સાધારણ સ્થિતીનું માણુસ હતી. તેણીએ પૂછ્યું. જુઓ કે, અમદાવાદથી જે ભાડુ સુરતનું પડે. તે ત્હમે લેશો ? પાંચ માણુસો અંદર છે. છતાં અમો ત્રણ માણુસોનો માગ કરો છો. આ ઘોડાઓની તો દયા રાખો. અમો કયા સુખ માટે ત્હમારા ટપ્પામાં બેસીએ ? આ ઘોડાઓનો ત્રાસ અમારે જોઇતો નથી. જેમાં ત્રણ અથવા ચાર માણુસો બેસવાં જોઇએ. તેમાં ત્હમો છ છ સાત સાત પાસેન્જરો ઠોકો છો. ઇશ્વરનો તો ડર રાખો. આ મુંગાં પ્રાણીઓ ઉપર દયા તો લાવો ?

એ પછી તે બાઇએ કહ્યું કે અમને એટલું મોંઘુ ભાડુ પરવડતું નથી. અમોએ પણુ તે વાતમાં હા પાડી. બાઇની વાત તથા

ઘોડાઓની દયા, અને મોં માગ્યા દામ (ભાડાં) આપવા છતાં. પણ દુઃખ વેઠવું પડશે એમ અમને અનુભવ થયો (થશે) એમ સમજી અમોએ ટપ્પામાં બેસવું મોકુફ રાખ્યું.

વાત બંધ થઇ, એટલે ટપ્પાવાળાએ પોતાની ડંફાસ શરૂ કરી. હું. "બાઇ? એ તો ગમે તેમ પણ અમદાવાદથી સુરત ગાડી છેની? આ તો ટપ્પા કહેવાય અમારાં કામ મોટાં, અમારાં ખર્ચ મોટાં, એવાં દયાળુ છો તો ઘેરથી ટપ્પો જોડીને આવવું હતું. તમો સમજો શું? અમો આજકાલના ટપ્પા હાંકતા નથી. તમારા જેવા લોભીયા સ્વભાવના માણસોથી અમને પરવડતું નથી." એમ કહી ઘોડાને એડી મારી ટપ્પા દબડાવ્યા.

એ પછી અમારે બળદ ગાડીઓ ઉપર આધાર રહ્યો. આ બળદ ગાડીઓમાં પણ બળદો ઉપર, એટલો જુલમ અને ત્રાસ હોય છે કે, સ્હામા (જોનાર) માણસનું દીલ પીગળી આવે. બળદ ગાડીના હાંકનારાઓ બળદો ઉપર એટલો જુલમ ગુજારે છે કે— એક તો ઉનાળાનો સખત તાપ, સડક પણ બરાબર દુરસ્ત હોતી નથી. એટલે ધુળમાં ગાડાંઓ ખેંચવાં, વડાગામથી તાસપર સુધીના ટેકરાઓનો ઢોળાવ ચઢવો ઉતરવો. બળદ પોતાનું કામ ચોકસીપૂર્વક બજાવ્યાં જાય છતાં હાંકવાવાળો ડચકારો મારે. આર ખોસે, ચાબકના માર મારે. મોંઢામાંથી ફીણ છુટે. તો પણ બળદોની દયા જાણવામાં આવતી નથી. ઉનાળામાં ઘાસ પણ મળી શકે નહિ. એટલે જેવો તેવો ધણી ઉપર આધાર રાખી બળદોને કામ લેવું પડે છે.

આપણી ખેતીવાડીનું મુખ્ય સાધન બળદ છે. અને તે ઉપર આધાર રહેલો છે. હવે જો, એ બળદો દર વરસે (૮૦) બળદો

આ ગાડાંઓ ખેંચવામાં મરી જાય છે. દર એક બળદ છ માસજ ગાડાંની મહેનત કરી શકે છે. તેઓને તેમની મરજી મુજબ અથવા શકિત મુજબ ચાલવા દેવામાં આવતા નથી. ઉલટા દોડાવી દોડાવી શારિરીક બળનો નાશ કરવામાં આવે છે. એટલે તેઓનું જીવન કેવી રીતે નભી શકે વારૂ ?

પેસેન્જરોની બળદ ગાડીઓ કરત્તાં ઘાંચી લોકોનાં માલગાડાંના બળદ અલબત સુખી હોય છે. કારણ તેઓને દોડાવવામાં આવતા નથી. એટલે શારિરીક બળનો નાશ થતો નથી. તેમ તેમના ચાલવા ઉપર જુલમ ગુજરાતો નથી, અને વજન પણ સરખા માપમાં ભરવામાં આવે છે. કારણ એ ગાડાંઓનો સંબંધ તલોદ તથા મોડાસાના આઉટ એજન્સિ સાથે હોય છે.

વળી ટપ્પા, ગાડીઓ, અને ગાડાંઓમાં ફકત મેલ ટપ્પા સિવાય તે લોકો પાસે, લાયસન્સ છે કે નહિ તે હું જાણતો નથી. કારણ જો તે લાયસન્સ મુજબ ચાલી શકતા હોય તો. પેસેન્જરોના ભાડાંમાં ફેરફાર કરી શકે નહિ. અલબત પોલિસનો બંદોબસ્ત પણ સારો છે. છતાં આ મુંગા પ્રાણીઓના ઘાતકીપણા ઉપર બીલકુલ ચાંપતા ઇલાજો લેવામાં આવતા નથી. મુસાફરો ઉપર પણ એટલો જુલમ છે જે.

એક વખત મારે રીટર્ન ટીકીટમાં હિંમતનગર જવું થયું. એ પછી તલોદ આવતાં એમ જણાયુ જે. મારે તલોદથી ધનસુરા કેવી રીતે જવું ? મેં ટપ્પાવાળાને પૂછતાં તેણે મારી પાસે એક રૂપીઓ ભાડાનો માગ્યો. જે એવી કબુલાત હતી જે મને ધનસુરા નહિ તો

વડાગામ ઉતારવો. ( અર્થાત–મેં વડાગામનું ભાડું ઉપર મુજબ આપ્યું હતું. ) એ પછી કોઇ ગૃહસ્થ કહેવાનો. ગંદાં કપડાંવાળો માણસ ખાટકી જેવા પોશાકમાં આવી પહોંચ્યો. કંઇક સાધારણ મારી તબીયતના દુરસ્ત છે. એમ જણાતાં તેણે ટપ્પામાં બેસવા, અને મને ઉતારી પાડવા. ટપ્પો હાંકનારને રોફમાં દમ ભરાવ્યો, અને એક રૂપીઓ અથવા તો આઠ આના તેને બક્ષીસ પણ આપી. એટલે મ્હારે વીલે મોઢે તેના હુકમને માન આપી ઉતરી જવું પડયું. હું ઉતર્યો અને મેં આપેલા પૈસા પાછા માગ્યા. એટલામાંજ ટપ્પો દોડાવી દીધો. હજુ પણ જ્યારે હું એક રૂપીઓ માંગુ છું. ત્યારે તે માણુસો કેવું વચન વાપરે છે. તે અહીં લખવા કહેવાનો માગ નથી.

એક રૂપીઆ માટે આસિસ્ટંટ કલેકટરને અરજી કરવી, અને તે કેસ કહેવાય. મુદતોપર મુદતો લંબાય, ટપ્પાવાળો જેમ સોગન ખાય છે તેમજ જો ખોટા સોગન ખાય તો આપણે કેટલું શરમમાં ઉતરવું પડે ? તેમ એક રૂપીઆની ફરિયાદીમાં ગાડીભાડાંનો નકામો ખર્ચ થાય વિગેરે વિગેરે......

ઉપરની હકીકત જોતાં ટપ્પાવાળા ગરીબ મુસાફરોને ત્રાસ આપી. પૈસા પડાવી લઇ, લુચ્ચાઇ, દાંગાઇથી, પોતાનો નિર્વાહ કરે. અને આવા જુલમ ઉપર કાંઇ પણ ઘટતો બંદોબસ્ત ન થાય એ કેટલી શરમની વાત ? વળી તે લોકો છાપેલી ચીઠ્ઠી બુકો પણ રાખતા નથી. એટલે ભાડુ આપનાર પાસે બીજી વખત ભાડુ માગે. તો પણ આપવું તો પડેજ.

હિંદુસ્તાનની ગ્રેટ ઇંન્ડિયન પેનિન્સુલા રેલ્વે કંપની, બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે અને બીજી શાખા લાઇનોએ જ્યારે પોતપોતાના ખાનગી દરમાં વધારો કરી મુસાફરો પાસેથી ભાડુ લીધા છતાં પહોંચી વળતી નથી. તો અમારી આ ટપ્પા સર્વીસે પણ એ અનુકરણ કર્યું હોય એ સ્વાભાવિક નિયમજ છે. લડાઇનો સબબ મોંઘવારીનું કાળું મોં, અને નાણાં બજારની સ્થિતી તેમજ વરસે દર વરસે ખેતીવાડીને નુકશાની. એ સર્વે હૃદયદ્રાવક દ્રશ્ય જોતાં અને કેટલાક દ્રવ્યલોભી, ઠગારા, દારૂડીયા અને લુચ્ચા ગાડીવાળાઓએ પોતપોતાની ખાનગી ગાડીઓના દરમાં વધારો કરી મુસાફરોને કેવી રીતે વસ્ત્ર લોચન કરે છે ? અને મુસાફરો પર કેવી રીતનો જુલમ કરે છે ! એ સરકારનું પણ અજાણ્યું નહિ હોય. જુઓ કે અમારે આજની વાતમાં કંઇક કહેવું લખતું તે વાંચકોને અભીરૂચે તો હું સ્તુત્ય ગણીશ.

આવી બાબત લખવી તે એક હું મારી ફરજ સમજું છું. આ રસ્તાઓ ઉપર મુંગા પ્રાણીઓ ઉપર ગુજરતા જુલમ ઉપર નામદાર મુંબાઇ સરકાર અથવા તો અમદાવાદ ડીસ્ટ્રીકટના કલેકટર સાહેબનું ધ્યાન ખેંચું છું. એમ છતાં મોડાસા મહાલકારી સાહેબ તરફથી આ બંદોબસ્ત વહેલો થાય તો હું મારા લખાણને યોગ્ય ધારીશ તેઓ સાહેબે મુંગા પ્રાણીઓના જીવ બચાવી ઉપકૃત કર્યા એમ સમજીશ.

## બળદો ઉપર ગુજરતો જુલમ.

એક વખત અમો તલોદ જવા માટે મોડાસાથી બળદ ગાડીમાં બેઠા. બપોરના એક વાગે ગાડીઓ વડાગામ આવી એ પછી ગાડીને

બીજા બળદો જોડવામાં આવ્યા એ બે બળદોમાં એક અશક્ત હતો. એટલે બે ત્રણ માઇલ દૂર જતાં તે બળદ દોડતાં દોડતાં હાંફી ગયો અને મોઢાંમાંથી ફીણ છુટયાં મને સ્વાભાવિક લાગણી થતાં ગાડી વાળાને તે બળદની કંઇક દયામણી હકીકત જાહેર કરવાનું મન થયું એટલામાં તો ગાડીવાન ગુસ્સામાં આવી ગયો અને તે બળદ ઉપર બે ત્રણ ચાબુકના સપાટા લગાવી દીધા. બીજાં બે ત્રણ બેસારૂઓને આ દ્રશ્ય જોતાં કમકમાટી છુટી એટલામાં તે બળદ નીચે ફસડાઇ પડયો. ઉલટો ગાડીવાન ગુસ્સામાં આવી ગયો, તેને બચકારવો અથવા તો શાન્તિથી ઉભો કરવો એમ ન કરતાં બે ત્રણ ચાબુક વધારે લગાવી આર ખોશી અને મોઢામાં તમાકુ ચાવી આંખમાં પીચકારી મારી આટલી હકીકત છતાં બળદ ઉઠયો નહિ એટલે પૂછડે કુચો ભર્યો. લોહી છુટી તે ગાડીવાનનાં મોંઢામાં ભરાયું અને થુ થુ કરવા લાગ્યો આવી રાક્ષસી વર્તણુકથી અમોને કેટલી દયા ઉત્પન્ન થઇ હશે વળી તે બળદને ચાબુકના એવા સોળ ઉઠેલા હતા કે તે જોઇ અમને દયા, જીજ્ઞાસા, અને કંઇ કંઇક ભકિત ભાવ ઉત્પન્ન થયો તેમ યમપુરની યરૂમાયા દ્રષ્ટિ આગળ આવી ઉભી રહી, બીજી કથા.

## મુસાફરો ઉપર ગુજરતો જુલમ.

એક વિધવા સ્ત્રી પાસેથી ટપાલવાળાએ મોડાસાનું રૂ. ૩—૨—૦ ભાડું લીધું તે મેં નજરો નજર જોયલું. એ પછી ટપ્પાવાળાએ અડધા કલાક પછી તે બાઇ પાસે રૂ. ૨—૦—૦ બીજા માંગ્યા આ વાત જોઇ હું તો અજબ થઇ ગયો. તે બાઇએ રૂ. ૩—૨—૦ આપ્યા છે. એમ કહ્યું એટલે ટપ્પાવાળો ખીજાઇ ગયો અને કહેવા લાગ્યો. ના બાઇ ? તમોએ તો રૂા. ૧—૨—૦ આપ્યા છે ને રૂા. ૨—૦—૦

બાકી છે. મને શક પડવાથી મેં તેના પૈસા ફરી ગણી જોવાનું કહ્યું જ્યારે તે કહેવા લાગ્યો, મારા ખીસામાં રૂ. ૨૫-૦-૦ છે તેનો હિસાબ મળી શકે એમ નથી. હું જાણતો હતો એટલે તેને મેં સોગન ખવડાવ્યા. ત્યારે ટપ્પાવાળો ખીજાઈ ગયો. અને હું સોગન ખાતો નથી. તેમ એવું બીભત્સ વચન વાપર્યું કે અહીં લખવાથી જગા નથી. છેવટે બીજા રૂ. ૨-૦-૦ લઇ તે બાઇને બેસવા દીધી, એટલે તે બાઇએ રૂા. ૫-૨-૦ કુલ ભાડું તલોદથી મોડાસાનું આપ્યું હતું.

જોકે રૂા. ૩-૨-૦ તલોદથી મોડાસાનું ભાડું છે. તો પણ ટપ્પાવાળાઓ એવી રીતે દગો ફટકો કરી અજાણ્યા મુસાફરોને ઠગે છે. અલબત તે લોક પાસે ભાડા ચીઠીઓ છાપેલા હોય તો મુસાફરોને આવી રીતે ઠગી શકે નહિ. આ હકીકત મહેરબાન આસિસ્ટંટ કલેક્ટરને અરજ કરતાં તેનો બંદોબસ્ત થઇ શકે ખરો. પરંતુ તેના સાક્ષી પુરાવામાં માણસોએ પોતાના ધંધા રોજગારને તિલાંજલી આપી રખડવું પડે. સરકાર આવી આવી દરેક બાબતોમાં અંદર પડી જન સમાજના સુખ સગવડોની ખાતર અને ગરીબ અથવા તવંગર સૌના રક્ષણાર્થે સરજીત થયલી છે તો ઉપરની હકીકતથી વાકીફ થતાં ટપ્પાવાળાઓ રસીદબુકો રાખે એમ હુકમ થવો જોઇએ.

મુંબઇ જેવા શહેરોમાં સરકાર તરફથી પણ મુંગા પ્રાણીઓ ઉપર ગુજરતા જુલમ વિષે અને પેસેન્જરોને દગા ફટકાથી ફસાવી ભાડાં વધારે પડાવી લેવા વિશેની તપાસ રાખનાર એક કમિટી નેમવામાં આવી છે. કે જે કમીટીના માણસો તરફથી સરકારને ખબર મળે છે, અને એવા અશક્ત બળદ, ઘોડા કે જે પોતાના ધણી

(ગાડીવાળા) ના જુલમને પરવશ થઇ પડેલા હોય તેવાઓને તથા તે જુલમી ગાડીવાળાઓને પરભાર્યા પોલિસ ચોકીમાં લઇ જઇ તેમને યોગ્ય નશીયત (દંડ) ના અધિકારી કરવામાં આવે છે.

નામદાર મુંબાઈ સરકારનું આ તરફ ધ્યાન ખેંચુ છું. મોડાસાથી તલોદ સુધી ફકત મોટર સર્વીસ દાખલ થાય તો અલબત જેટલી હાડમારી માણુસો, બળદો, ઘોડાઓને વેઠવી પડે છે તે દૂર થાય હું ધારૂં છું કે આ બાબતમાં અમદાવાદ ડીસ્ટ્રીકટના ઉપરી અધિકારીઓ તરફથી યોગ્ય મદદ મળશે. અને આ વાતામાં મુંબાઇ સરકારનું ધ્યાન ખેંચી કૉપરેશન (ધારાસભા)માં પણુ મંજુર કરશે ધારાસભામાં વાત કરવી એ એક ફકત રૈયતની ફરજ નથી. તે તો દયાળુ અમલદારોની પણુ સ્હાયતા હોવી જોઇએ. અને ડીસ્ટ્રીકટ કલેકટર સાહેબ તરફથી આ મુંગા પ્રાણીઓ વિષેનો યોગ્ય બંદોબસ્ત થશે અથવા તેઓનો છુટકારો થશે. તો તેઓ નામદાર સરકારના હકમાં દુવા દેશે, અને પેસેન્જરોની હાડમારી પણુ દૂર થશે.

અલબત જનસમાજના લાભની વાત ધ્યાનમાં લેવી એ સૌ કોઇ વ્યકિતની ફરજ છે. મેં પૂછપરછ કરી હતી કે ટપ્પાઓને બદલે મોટર સર્વીસ દાખલ થાય તો કેટલી સુખ સગવડ બની શકે ? એના જવાબમાં કેટલાકનું કહેવું એવું છે જે સરકાર તરફથી લાઇસન્સ મળતાં નથી, કેટલાક કહે છે જે બળદ ભડકે તો ગાડાંઓને નુકશાની થાય, કેટલાક સડક દુરસ્ત નથી એમ ધારે છે. વિગેરે વિગેરે એવી અફવાઓમાં કઇ હકીકત સાચી માનવી ? વળી એક પટેલે તો મને કહેલું જે રેલગાડી કરતાં ( ભુંગળાવાળી મોટર ગાડી ) એ ગાડી નુકશાન કરી બેસે ને પૂલ તુટી જાય તો જીવ લે

ભા ? એ માટે સરકાર પરવાનો આપતા નથી, ઉપરની હકીકતમાં કઇ હકીકત સાચી એ ધ્યાનમાં લેવું જોઇએ.

હું તો એમજ ધારૂં છું જે એમ માનવું તે આપણી ભુલ છે. મોડાસાથી તલોદ સુધી સડક પણ એક મોટર સર્વીસ માટે સારી જછે. અલબત એક મોટરમાં ૧૨ થી ૧૫ માણસો બેશી શકે એવી મોટર મોડાસા અને તલોદ વચ્ચે ચાલી શકે એવો રસ્તો છે ફક્ત પૂલ મોડાસાથી તલોદ સુધી ૪ છે. અને તે પૂલ ઉપર મોટરનો સીગનલ રાખવામાં આવે અથવા તો ખુશીથી એકલી મોટર ચાલી જાય એવું છે. ગાડાંના બળદ ભડકી શકે તે હું માનતો નથી. કારણ ગાડાંના બળદ મજબુત ભડકે ત્હેવા હોતા નથી મુંબઇ શહરમાં જે ગાડીઓ (ખટારા) ના બળદો છે તેના કરતાં તો આ બળદ હલકા પોચાબાંધાના હોય છે. આખા હિંદુસ્તાન અને બીજી શાખા રેલ્વેની સડકો ઉપર જે રેલવે અને મોટર સર્વીસો ચાલે છે. ત્યાં કંઇ પણ ઢોરનું અથવા બીજું નુકશાન થતું નથી. અને આટલા મોડાસા રોડ ઉપર નુકશાન થાય. એ કેવો નિયમ ગમે તેમ પણ ઘાંચી લોકોએ અને ગાડીવાળાઓએ આ વાતનું ખોટું ઉટાંગ ઉભુ કર્યું છે અને એવાં જુઠાં ગપ્પા ઘાંચી લોકોએ અથવા તો ટપ્પાવાળાઓએ પોતાના ધંધાની હરિફાઇને માટે માર્યાં હોય એમ છે.

વડાગામનો પૂલ મજબુત છે ત્હેના થાંભલાઓ લોખંડના છે અને તે જમીનમાં ઉંડા દાટેલા છે. તેમ પતરૂ પણ દુરસ્ત છે. હર-સોલનો પૂલ ઇંટોથી ચણેલો છે, અને તે મજબુત છે. તેમ મોડાસા નજીકની નદી સાકરીનો પૂલ પણ મજબુત છે દરેક પૂલ ઉપર સવા

ટન વજન જઇ શકે એવા ઓર્ડ મારેલા છે, અને મોટર સર્વીસ દાખલ થાય તો સડકમાં પણ સુધારો થવા સંભવ છે. ગાડીઓ અને ટપ્પાઓ માટે જે રક્ષણ સરકારને કરવું પડે છે. તે પણ મોટર સર્વીસથી દૂર થાય અને આ રસ્તાઓ ઉપર ટપ્પા, બળદ ગાડીઓ અને ગાડાઓમાં જોડાતાં મુંગા પ્રાણીઓનું દુઃખ દૂર થાય.

કોઇ પણ લૂલો, લંગડો. અશકત ખરવાએ આવેલો, બળદ. અથવા ઘોડો કોઇપણ જાનવર એવી હાલતમાં જોડવું નહિ. એ પણ એક બંદોબસ્ત થવા જોઇએ.

એમ છતાં કોઇ પણ કંપની આટલા ૩૦ મૈલના રસ્તા ઉપર ન્હાની મીટરગેજ સીસ્ટમ રેલ્વે ટ્રામવે સર્વીસ અથવા મોટર સર્વીસ દાખલ કરે તો કંપનીને પણ પોતાના હકમાં ફાયદો થવા સંભવ છે. મોડાસા અને તલોદની વચ્ચેનો વ્યવહાર વેપાર અને ખેતીવાડી ઉપરજ છે ને હજારો મુંગા પ્રાણીઓનો બચાવ થશે. તેમજ પેસન્જરોને વેઠવી પડતી હાડમારી દૂર થશે.

   

ગત વાતનું લંબાણ થવું જોઇએ. હવે અમારે બળદ ગાડાંઓ ઉપર આધાર રહ્યો. એક પટેલ કે જે માથે ટોપલી મૂકી તાપમાંથી બચવા ઉભો હતો. તેને કંઇક દયા આવતાંજ એહો, એહો, હમણાંજ ગાડીઓ આવશે અને ગાડીઓમાં જજો. મારી હાકુનુ આવા તાપમાં મરી જવું છે કે કેમ? બેહો પછી જજો. ભોળા પટેલની વાત અમે માની અડધો કલાક વીસામો લીધો. એટલામાંજ ગાડીઓ ખડખડાટ

ફરતી જેમ કોઇ મોટી રેલ્વે આવીને ઉભી રહે તેમ અમારી આગળ ઉભી રહી. કમનસીબ અને ભોગજોગે ગાડીઓવાળા જોડે પણ અમારે ભાડાનું કાંઇ બન્યુ નહિ. તેમ પૈસા ખરચતાં દુઃખ વેઠવું પડે અને બળદોની દયાથી અમોએ ગાડામાંજ જવું એમ નક્કી કર્યું.

આ ગાડાંઓ કલાકના દહોડ માઇલ ઝડપથી ચાલે છે જો બળદ નવો સવો હોય અને ઘાસપાણી વધારે મળ્યાં હોય તો તે વધુમાં વધુ ઝડપ કલાકની બે માઇલ પ્રમાણે ચાલે છે. એટલે અમારી મુસાફરી અમદાવાદથી મુંબાઇ અને ધનસુરાથી તલોદની સરખીજ હતી. અર્થાત જ્યારે અમો ધનસુરાશી તલોદ આવીએ ત્યારેજ અમો ધનસુરાને મુંબાઇના રસ્તાઓ વચ્ચે આવ્યા એમ સમજીએ ઠીક પણ ?

આવા ફેન્સિ રસ્તાઓ ઉપર આટલી મોટી ઝડપથી, આવાં સંગીન ગાડાંઓ ચાલતાં હશે તે અજાણ્યા મુસાફરને તો નવાઇ જ લાગે. કહો તો ગાડાંવાળાઓ ઉપર મીજાજ જાય, કહો તો નસીબ દેવીનું નામ લઇ લમણે હાથ મૂકી નીભાવી લેવું પડે કંટાળો આવે તો પણ અજાણ્યા રસ્તાપર ટંટો ફીસાદ કરવું પાલવે નહિ અમારૂં ગાડું કાચબાની ઝડપથી ચાલતું હતું. ગાડીવાન તેની ઉર્દુ ભાષામાં કવિતો લલકારતો હતો. બળદ પોતાની મરજી મુજબ ચાલતા હતા. આવી આવી કમબખ્તીઓને પસાર કરી ધનસુરાથી તલોદ (૧૯) માઇલ અમો ૧૬ કલાકે આવ્યા. જ્યારે તલોદના સ્ટેશનનું છાપરૂં અમારી દૃષ્ટિ આગળ જણાયું ત્યારે અમને એટલો હર્ષ થયો કે કોઇ મોટા તીર્થયાત્રાએ આવતાં દેહેરાનું શીખર નજરે

પડે ને જેમ જાત્રાળુઓ " ગોવર્ધનનાથકી જય " એ શબ્દની ગર્જનાથી જેમ મન આનંદોલીત થાય તેમ અમને પણ આનંદની સીમા રહી નહી અને તરતજ અમો દોડ દોડ કરતા સ્ટેશનને ભેટી પડયા.



## જનસમાજના વર્ત્તનમાં સદ્ભાવ ઉત્પન્ન કરનાર–અપંગોનાં આશ્રીત અને બહેરાંઓના આધાર રૂપ

## — દેવી સરસ્વતી —



ધી ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.